સત્ય મેવ જયતે.

શ્રી સંસાર સુબોધક નાટક સમાજ.

# લોહીની લક્ષ્મી.

:: નાટકનાં ગાયનો તથા ટુંકસાર ::

પ્રયોજક ઠા૦ મોહનલાલ વિઠ્ઠલદાસ

છપાવી પ્રસિદ્ધ કરનાર

મેનેજીંગ પ્રોપ્રાઈટર

જીવણલાલ ભોગીલાલ સુતરીઆ.

તથા.

શા. ત્રીભોવનદાસ ગીરધનદાસ.

ઠે. શાન્તિભુવન થીએટર—અમદાવાદ.

"જૈન એડવોકેટ" પ્રેસમાં ઘીકાંટા—અમદાવાદ. વાડીલાલ બાપુલાલ શાહે પ્રસિદ્ધ કર્ત્તા માટે છાપ્યું.

સંવત ૧૯૮૧ ઇસ્વી ૧૯૨૫

આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦

કિંમત ત્રણ આના.

સત્યમેવ જયતે.

# શ્રી



## સંસાર સુબોધક નાટક સમાજ.

# લોહીની લક્ષ્મી.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

પ્રયોજક ઠા૦ મોહનલાલ વિઠ્ઠલદાસ.

——(०)——

છપાવી પ્રસિદ્ધ કરનાર
મેનેજીંગ પ્રોપ્રાયટર જીવણલાલ ભોગીલાલ સુતરીયા.
તથા.
શા ત્રીભોવનદાસ ગોરધનદાસ.



સવત ૧૯૮૧ — અમદાવાદ ઇસવી ૧૯૨૫.
આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦

કિંમત ત્રણ આના.

# ઉદ્દેશ

આજકાલ થોડા વરસથી આપણા નાટકોના પવન જુદીજ દીશાઓમાં વાય છે. તેનાથી મુંબઇની પ્રજા સારી રીતે માહિતગાર છે. ખોટા ઇતિહાસો કે ખોટા જુમ બરાડા, અને રંગભૂમિ પરનો ચકચકાટ એ તો માત્ર કમાવાની હરીફાઇને અંગે આજકાલના નાટકોમાં સામાન્ય થઇ પડયું છે. પણ નાટકોથી પ્રજાને કેળવી શકાય છે; એ નિર્વિવાદ છે જેથી આજકાલ સ્વરાજ ઘેલી પ્રજાને પોતાની સંસારી ગેરરીતીઓ પણ પહેલી સમ: અને સુધારી લેવી એ અવશ્યનું હોઇ, અમોએ માત્ર અમારો નાનો ખર્ચ નભી રહે અને સમાજની યત્કિંચિત સેવા થઇ શકે એવા ઉદ્દેશથી આ "શ્રી સંસાર સુબોધક નાટક સમાજ" સ્થાપન કરી હતી અને તેના પહેલા પ્રયાસ રૂપે આ "લોહીની લક્ષ્મી" નો પ્રયોગ જ્ઞાન ગમ્મત સાથે અને યથા રંગભૂમિના રહસ્યવાળો લેખ રજુ કર્યો છે.

હિન્દુ સમાજમાં અનેક ચર્ચવા યોગ્ય વિષયો છે પરંતુ આ પ્રથમનો વિષય મુખ્ય કલંક રૂપનો 'કન્યા વિક્રય' નો વિષય છે જે "નવજીવન" દ્વારા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ પણ અગત્યનો ગણી તેને ચર્ચવામાંડયો છે જેથી સહુ કોઇ સમજી શકે તેમ છે કે એ મહત્વનો વિષય જેટલો વધુ ચર્ચાય તેટલો વધુ લાભ દાયી છે જે સંબંધે અગાઉ પણ રંગભૂમિ દ્વારા પ્રયાસો થયાં છે છતાં અમારો આ પ્રયાસ, તે સાથે બીજા ઘણા વિષયોના પ્રકાશ પાડશે જેવા કે

.હાજન પંચના ઠરાવો, શિક્ષીત સ્ત્રીઓના કાર્ય, યુવકોનું જ્ઞાતિ-અભિમાન, મિત્ર ધર્મ પતિ સેવા, હવસી બુઢ્ઢાઓની કુટિલતા, કૃપણ પેતાની નિષ્ટુરતા, સ્વાર્થી બ્રાહ્મણની પાપ કરણી, તેનું પરિણામ, માનતાઓની માન્યતાનો પ્રકાશ, વિગેરે સમાજને સમજવા સરિખા વિષયો કાઠીયાવાડમાં ખરા બનેલા બનાવો પરથી ઉપજાવી નાટકની સંકલનામાં યોગ્ય રીતે મુકવામાં આવ્યા છે, જેમાંથી જો કોઇ પણ વાત પ્રેક્ષકોને કાને અથડાશે તો અમો અમારો શ્રમ સફળ સમજીશું અને ભવિષ્યની રંગભૂમિદ્વારાની અમારી સમાજ સેવાની ભાવનાઓ . ખીલવવાને અંતભેર મચ્યા રહીશું. પ્રભુ અમારી એ ભાવના ર્ણ કરે.

અંતમાં અમારા આ પ્રય...મે સહાનુભુતિ પુર્ણ ઉપાડી લઇ આ પ્રયોગને સુંદર રીતે સજવામાં અમારા સ્નેહિ બંધુ શ્રીયુત મો-હનલાલ વિઠ્ઠલદાસે તથા જાણીતા લેખક રા૦ વરતેજવાળા મનહરે જે મહેનત કરી છે તે માટે અમો તેમનો ઘણા ઘણાજ આભારી છીએ.

વિશેષ કહેવાની જરૂર નથી કે સમાજ સેવા એજ અમારૂં લક્ષ છે અને ટીકીટોના નજીવા ભાવો એ તેની સાક્ષી છે" જેથી પ્રજાની સહાનુભુતિ મેળવી શકાય એજ અમારી અભ્યર્થના છે. અસ્તુ.

કૃપાભિલાષિ,
રા. શ્રીમોહનદાસ ગોરધનદાસ.

# મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ

રૂપશી—એક ચોથી ગૈરીનો ઉમેદવાર શ્રીમંત વૃદ્ધ.

હીરાજી—શાંન્તાનો ઉમેદવાર બીજો શ્રીમંત વૃદ્ધ.

કસળચંદ—શાન્તાનો દ્રવ્યલોભી મામો.

ઓઘડશા—એક નફ્ટ અને કૃપણ વણિક.

કાન્તીલાલ—ઓઘડશાનો દેશાભિમાની પુત્ર–કન્યા વિક્રયને ધિક્કાર- નાર યુવાન.

શાન્તીલાલ—કાન્તીલાલનો મિત્ર–એક શાન્ત દેશપ્રેમી વ્યક્તિ.

ગોર—કન્યાનો દલાલ બ્રાહ્મણ.

ઉપરાંત ડોક્ટર, રિપોર્ટર, ઇન્સ્પેક્ટર, સીપાઇઓ, મહાજનો, પઠાણો, પુજારી, હમાલ વીગેરે વીગેરે.

## સ્ત્રી વર્ગ

શાન્તા—એક અનાથ બાળા–કસળચંદની ભાણેજ–કન્યા વિક્રયનો પહેલો ભોગ.

કાન્તા—ઓઘડશાની પુત્રી–કન્યા વિક્રયનો બીજો ભોગ.

મીસીસ—એક સાત્વીક દેશ પ્રેમી શીક્ષીકા.

અંબા—ઓઘડની સ્ત્રી.

ભાનુમાત કાન્તિલાલની સુઘંડ પત્નિ.

ઉપરાંત સખીઓ, જાનડીયો, ગાનારીઓ, નર્સ, છોકરીઓ, આશ્રમની સ્રીઓ, જીજી, ચીચી, વીગેરે.

સ્થળ—કાઠીયાવાડનો પ્રદેશ.

# ટુંકસાર.

## મંગળાચરણ અને વસ્તુ વિવેચન.

### પ્રવેશ ૧ લોઃ—

રૂપશી લખપતી નામનો એક ધનાઢય વણીક વૃદ્ધ ચોથી બઇરી કરવા કાઠીયાવાડમાં આવ્યો છે. જેના ખરતે પાંદડે પણ બઇરી સંબંધે ઉદગાર. તેવાજ એક બીજા વૃદ્ધ હીરાજી સાથે તેનું મીલન. હીરાજીના લગ્નની વાત ચીત ત્યાં ગોર ઓઇયાં શંકરનું આવી રૂપશીના લગ્નના પણ નક્કી ખબર લાવવા અને પ્રપંચકરી ઇનામ વ્હેંચવાને બહાને છોકરીયોની સ્કુલમાં કન્યાને જોવા જવાની તૈયારી.

### પ્રવેશ ૨ જોઃ—

કન્યા શાળામાંના એક ઉપરનો કલાસ. કન્યાઓનું દેશ ગાન પછી શાન્તા નામની કન્યાની ગેરહાજરી સબંધે મીસીસે પુછપરછ કરતાં કાન્તા નામની છોકરીથી જાણ થવી કે કોમળ બાળા શાન્તાનો તેના મામાએ વૃદ્ધ સાથે વિક્રય કર્યો છે. તેટલામાં કલ્પાંત કરતી શાન્તાએજ આવી સર્વે કરૂણ ખુલાસો કરવો. પણ તેના ઘાતકી મામાએ તેને નિર્દયપણે ઘસડી જવી. પછી રૂપશી અને ગોરનું કલાસમાં આવવું. તેમનો યોગ્ય સત્કાર પણ પાછળથી તેમનો નિચ હેતુ જણાઇ આવતાં મીસીસના હુકમે હમ્માલના હાથે તેઓનું અપમાન.

### પ્રવેશ ૩ જોઃ—

ઓઘડશા નખ્ખોદચંદ નામના એક કૃપણના કૃપણ વિચારો

અને પોતાની દીકરી કાન્તાને વેચવા સ્ત્રી સાથે મસલહત, પણ સ્ત્રી વિરૂધ પડતાં તેનો તિરસ્કાર. કાન્તા સ્કુલમાં આવતાં તેને જવાની બંધી. પછી ગોર રૂપશીને લઈ આવતાં કન્યાનું સાટું, રૂપીયાનું લખત અને લગ્નની તૈયારી. ઓધડશાનો પૈસા માટે આનંદ.

પ્રવેશ ૪ થોઃ—

જ્ઞાતિભિમાની યુવક અને કન્યા શાન્તાના પ્રેમી શાંતિલાલના ઉછળતા ઉદ્દગારો તથા શાન્તાનુ મિલન અને કરૂણ વિયોગ પછી ઓધડશાહના પુત્ર મિત્ર કાન્તીલાલનું આવી શાન્તીલાલને લગનમાં જવા આગ્રહ. પણ તેવા લગનથી શાન્તીલાલનો અસહકાર.

પ્રવેશ ૫ મોઃ—

શાન્તાનો લગ્ન મંડપ. બળાત્કારના લગનનો ખરો કરૂણ ચિતાર. ગોર, કન્યાના મામા કસળચંદ, મહાજન વિગેરેની નિષ્ઠુરતા શાન્તાની નિરાશા. અંતે બળાત્કારને વશ. પછી તેનું મંડપમાંથી નાશી છુટવું. બીજા ઉમેદવાર રૂપશીનો બળાપો અને કન્યાની શોધમાં દોડા દોડ.

પ્રવેશ ૬ ઠોઃ—

ગામના પાદરના કુવે દુઃખી અને નિરાશ કન્યા શાન્તાનો આપ ઘાત. પાછળથી સર્વેએ આવી તેને શોધી કાઢવી અને કાન્તીલાલે તેને બહાર કહાડવી. તેના શબને જોઇ મીસીસના શબ્દોથી કાન્તીલાલનું

જ્ઞાતિભીમાન ઉશ્કેરાવું અને દુઃખી બાળાઓને બચાવવાની તેની દ્રઢ પ્રતિજ્ઞા. આ સાંભળતાં કાન્તીલાલની બ્હેન કાન્તાના ઉમેદવાર રૂપશી લખપતીના ટાંટીયામાં થરથરાટ.

 ટેબ્લો 

## અંક બીજો.



પ્રવેશ ૧ લો:—

રૂપશીની, પૈસા અને કન્યા માટે હાયવોય અને ગોરની સાથે મસલહત. સ્વાર્થી ગોરે તેને રસ્તાઓ બતાવી નિર્ભય બનાવવો.

પ્રવેશ ૨ જો:—

બહેન કાન્તાને ભાઇ કાન્તીલાલનું આશ્વાસાન.

પ્રવેશ ૩ જો:—

ભાનુમતિ અને સખીઓનો પતિ એ પ્રભુજીને વીભુજી સબંધે મીઠો સંવાદ. મીસીસે આવી કાન્તીલાલની પ્રતિજ્ઞા સંબંધે ભાનુમતીને

શાન કરાવવું. પાછળથી કાન્તીલાલ આવતા સર્વેનો સુંદર સંકલ્પ.

પ્રવેશ ૪ થોઃ—

કૃપણ ઓધડશાનો તેની અંબાને લોભાવાની બાજી જેથી ક્રોધ અને છેલ્લે પાટલેના વિચારો રૂપશી અને ગોર આવતાં પોતાની અડગતા બતાવવી જેથી તેમનો આનંદ અને મહાજનને પ્રીતા માટે મજબુત કરવા સાથે ત્રણે એ જવું. વિપદ ઘેલી કાન્તાના ઉલટા વિચાર. માતાનું આશ્વાસન પણ ઓધડશાએ આવી તેમને નિરાશ કરવા.

પ્રવેશ ૫ મોઃ—

મહાજન પંચની મુર્ખતાનો સુંદર નમુનો. છાપાના રીપોર્ટરોની નુકતેચીની શાન્તીલાલની દ્રષ્ટાંતિક સમજણ પણ પત્થર-પર પાણી, કાન્તીલાલના ક્રોધનો બોધ. તે પણ વ્યર્થ. ઉપરથી લગ્નમાં વિઘ્ન ન આવવાના બંદોબસ્ત માટે ગોરની છુપી સમજાવટથી પઠા-ણોને પૈસા આપી છુપો બંદોબસ્ત.

પ્રવેશ ૬ ઠોઃ—

કાન્તાનો લગ્ન મંડપ. બીજા ખરાબ નાવનું બીજું દ્રશ્ય. મહા-જનોની અજ્ઞાનતના પરિણામ રૂપ દુર્દશાએ પ્હોંચેલી ચાર સ્ત્રીઓની સુંદર કથાઓ શાન્તીલાલની વધુ શાન્ત સમજણ પરંતુ સર્વની જડતા પર ઉશ્કેરાયલા કાન્તીલાલનો બળાપો અને પિતાને મારવાની ધમકી

વાદાવવાદ, લગ્ન અટકાવવા આથમ આથી પણ પઠાણો રૂપ હથિયારોથી કાન્તીલાલનું ઘાયલ થવું. લગ્ન મંડપમાં ધમસાણ જેથી પોલીસનો છાપો. ગોરની નાસભાગ અને પઠાણ રૂપશી વીગેરેને કેદ કરવા.

 ટેબ્લો 

## અંક ત્રીજો.



### પ્રવેશ ૧ લો:—

દુખી કન્યા કાન્તાનું ભાઇને જોવા જતાં રસ્તામાં બેશુદ્ધ બની જવું. શાન્તીલાલનું ધર્મ સંકટ. મીસીસ સાહેબનો તેને ધન્યવાદ અને કાન્તાને આશ્વાસન. લગ્ન મંડપમાં ભુલમાં મુઢ માર પડવાથી ચસ્કેલ ઓઘડશાનું દયાજનક દ્રષ્ય.

### પ્રવેશ ૨ જો:—

ઇસ્પીતાલમાં પથારી વશ કાન્તીલાલ. ડાકટરોની તપાસ. તેને બચાવવા મનુષ્યના લોહીની માંગણી. જેથી મિત્રનો પ્રાણ બચાવવા શાન્તીલાલે પોતાના શરીરનું લોહી કહાડી આપતાં કહેવું કે:—

સન્મિત્રના વાજીંત્રનો આ એક સાચો સૂર છે,
મરણું હવે આ મિત્ર માટે એ મને મંજુર છે,

આ મિત્ર પ્રેમનું એક અજબ દ્રષ્ય.

**પ્રવેશ ત્રીજો:—**

પાપીયોને પાપનું ફળ. સજા પામેલા પઠાણો અને નફટ ફૂપશીના છેલ્લા ઉદગારો:—

**કલજુગ નહીં કરજુગ હે યે, દીનકો દે ઓર રાત લે,**
**કયા ખુબ સોદા નકદ હે, ઇસ હાથ દે ઉસ હાથ લે.**

**પ્રવેશ ૪ થો:—**

ભાનુમતિ, મીસીસ સાહેબ, કાન્તા અને સાખી મંડળનો શાન્તીલાલ સાથે કાન્તાના વિવાહનો હર્ષ ભર્યો આનંદ. જમાઇ અને મર્ણના મુખમાંથી બચેલા પુત્રને પધરાવતી અંબા.

**પ્રવેશ ૫ મો:—**

મહાદેવીનું મંદીર. મહાદેવીને જીવતું લોહી ચડાવવાની માનતા કરનાર બે અજ્ઞાન સ્ત્રીઓની મુજવણ. પછી મહાદેવી તરફનું તેનું વાવણ ઓઘડશાનુ ઘર મંડળ મહાદેવીના દર્શને. જ્યાં હીરાજી કસળચંદ ગોર વીગેરેની અંતિમ સ્થિતિના પ્રકાશ. ચસ્કેલ ઓઘડસાનું પણ બુઝાતા દીપક જેમ છેવટે સારી સ્થિતિમાં આવી માફી માંગી કાન્તા અને શાન્તિલાલનો હસ્ત મેલાપ કરી પશ્ચાતાપ ભરી ઘેલછામાં અવસાન અને "**લોહીની લક્ષ્મી.**" નો તાદ્રશ્ય પરચો.

**ટેબ્લો**

**અંક ત્રીજો સમાપ્ત.**

# લોહીની લક્ષ્મી માટે મોહનલાલ વિઠલદાસના બે બોલ.

—(०—

હિન્દુ જ્ઞાતિમાં બાળાએ દશ હજાર રૂપિઆથી તે પંદર વીશ કે છેલ્લે પચીસ હજારા રૂપીઆ સુધી વેચાઇ છે. અને બુઢ્ઢા બુબ-બોની ધણીઆણી થઇ ચુકી છે. આતે લગ્ન કે બળાત્કાર ? આ મીયાં બીબીની જોડી માફક થનારા લગ્નથીજ વિધવા વિવાહનો પ્રશ્ન ઉપ-સ્થિત થયો છે. આ અપવિત્ર લગ્નથી વર્ણશંકર પ્રજા પેદા થઇ છે અને થાય છે.

## આ કાંઇ ટાઢા પોરના તડાકા નથી થોડા સાચા દૃષ્ટાંતો વાંચો ?

૧ માણાવદરના એક ભટજી મહારાજ......પોતાની ચૌદ વર્ષની કન્યાને ગુજરાતના જોટાણા ગામમાં એક વૃદ્ધ વરરાજાને પરણાવી બ્રાહ્મણના પુત્ર તરીકે બ્રાહ્મણ કોમને ઉજ્જવળ કરી છે અને આવાં કડકા કડકીના સમયમાં ફક્ત રૂ. ૨૦૦૦૦ વીસ હજાર પેદા કરી લીધા છે.

૨ મુળજી જેઠા મારકીટના ગગ્મ કાપડના વેપારી વૃદ્ધ ગૃહસ્થ ......પચીસ હજાર રૂપીઆ ભરી આપી લગ્ન કરી હિ-ન્દુસ્તાનની વસ્તિ વધારી રહ્યા છે.

૩ સંવત ૧૯૭૮ માં ધારીના એક વણીક લોહીનો વેપાર કરી પોતાની કન્યાના પચીસ હજાર રૂપીઆ મેળવી લીધા છે. કેટલાક [illegible] વચમાં પડયા છે. તેને પણ [illegible]

હજાર રૂપીઆ આપી બાવીસ હજાર રૂપીઆ ઓઇયાં કરી લીધા છે.

૪ કલકત્તાના મારવાડી બાબુ.........કન્યાના પિતાનું મન મનાવી તેર વર્ષની લાડીજી સાથે લગ્ન કરી મીયા બીબીને પાઠ ભજવી રહયા છે.

૫ મુંબઇના એક ગૃહસ્થ......તેર વર્ષની બાળા સાથે પરણવા સેહેરા ટીપી રહયા છે.

૬ જામનગરના એંસી વર્ષના બ્રહ્મદેવ......સમઢીઆળામાં લગ્ન કરી આવી ટુંક મુદ્દતમાં દશ બાર વર્ષની બાળાને વિધવા કરી કુદરતના દરબારમાં સીધાવી ગયા છે.

૭ હળવદની જૈન કુમારીકા......બળાત્કારના લગ્ન સહન ન થઇ શકવાથી કુવામાં પડી આપઘાત કરી પ્રભુ પાસે ન્યાય માંગવા સ્વર્ગે સંચરી ગઈ છે.

૮ જ્ઞાતિના બીઆરમાં રહેતા એક કચ્છી ગૃહસ્થ......... પંચાવન સાઠ વર્ષની ઉમ્મરે પુત્રનું સુખ માણવા તેર ચૌદ વર્ષની બાળાના સ્વામીનાથ થઇ ચુકયા છે.

૯ ગોંડલની એક કુમારિકાએ લગ્ન મંડપમાં આવી પોતાના ભાવિ સ્વામિનાથને બંધુ કહી વીલે મોંઢે વરરાજાને પાછા કાઢયા છે.

૧૦ બગસરાના વહોરા વેપારી......કન્યા દાન દઇ પાંચ સાત હજાર રૂપીઆની મુડી કરી લીધી છે.

૧૧ સુરત જીલ્લાના એક ખેતીદાર............બુઢ્ઢા કાકાની ડાગળી ચસકવાથી ૨૧૦૦૦ રૂપીઆ એકવીશ હજાર રૂપીઆમાં ચઉદ વર્ષની બાળાનો કર પકડી લાવ્યા છે. નવાઇ તો એ છે કે આઠહજાર રૂા. ઘટવાથી આઠહજારની જમીન આપી સસરાનું મન મનાવી લીધું છે આજ કન્યાની મોટી બેન પણ ૭૦૦૦ સાત હજાર રૂપીઆમાં કન્યા વિક્રયની જ્વાળામાં હોમાઇ ગઇ છે. તે સિવાય ગોંડળ, પાલીતાણા તથા ગણોદમાં યુવાન કુમારીકાઓ બુઢ્ઢા કાકાનો ભોગ થઇ પડી છે બીજા અનેક સાચા દ્રષ્ટાંતો પણ મોજુદ છે.

શ્રી સંસાર સુબોધક નાટક સમાજના યુવક પ્રોપ્રાયટર મારા સ્નેહી બંધું રા. ત્રીભોવનદાસે હિન્દુ સમાજની આ કુ પ્રથા દુર કરવા સત્ય ઘટનાનો અને પોતાના બહોળા અનુભવનો આ ખેલ મુંબઇની રંગ ભુમિપર રજુ કર્યો હતો. તે માટે તેમનો આભાર માનુ છું. તેમજ સ્વદેશ સેવાના જાણીતા લેખક મી૦ વરતેજવાળા મનહર જેઓ સાહિત્યની રસીક કુંજવાડીના રસીક ભોક્તા છે તેઓએ પણ આ ખેલમાં પુર્ણ મદદ કરી પોતાનો હિસ્સો આપ્યો હતો તો તેમનો પણ આભાર માનું છું.

કૃપાભિલાષિ

ઠા. મોહનલાલ વિઠલદાસ,

# લોહીની લક્ષ્મી.

## અંક ૧ લો.

બાળાઓઃ— ૧

જય વિશ્વેશ્વર વિશ્વાધાર.
જય જય જગ પાલનહાર.
તત્ સત્ જગના હે જગત્રાતા.
ભુધર શ્રીવર તું પિતુમાતા.
કન્યા વિક્રયને તું વિદાર.
આર્ય ભુમિને ઉધ્ધાર.
જય જય જગ પાલનહાર—જય વિશ્વેશ્વર.

બાળાઓ ૨

લગ્નના કેવા બુરા આ વહેવાર.
સ્વાર્થી બની બાળે બાળાના સંસાર—લગ્નના
શુધ્ધ કન્યાદાનો આજે ક્યાં દેવાય છે.
કોઈ મડા સાથે મીંઢાળો બંધાય છે.
ભુલી વડીલોના ધર્મ, કરે કુડાં કર્મ,
પાળી મારે પુત્રીઓને મુગામાર—લગ્નના

ગોર, રૂપસીઃ— ૩

ચાલ ગોર રોકને મારી.
જોઇએ નાનકડી નારી. (૨)
બલિ હારી શેઠ બલિ હારી. (૨) ચાલ ગોર
ચાલો ચાલો ગડબડ સડબડ કરી મુકી
નિશાળમાં સીધા ઘુસી જઇએ.
ક્રોધેથી કાંક કહીએ
લ્હાવો મજાનો લઇએ
ધનનનનન મારી એક ધાપ રાખી માપ હાંકી પાપ
દઇએ થાપ ઉલથાપ
બની મોટા પરોપકારી જોઇએ
ત્યાં જઈને પણ શેઠજી મારા રાખજો રૂડી રીતભાત
ગોર બધી એ જાણું છું હું વિચારવા જેવી વાત.
છે કબુલ શીખામણ તારી—જોઈએ

કન્યાઓઃ— ૪

માતૃ ભુમી અમ પ્યારો જગમાં જય જય હિન્દુસ્થાન
અમારો જય જય હિન્દુસ્થાન
અખીલ વિશ્વમાં દેવી ભુમી અમ પ્યારો હિન્દુસ્થાન.
કર્મ ભુમી ભારત લ્યો જાણી
ગીતા કૃષ્ણના મુખ ગવાણી.
રામાયણનાં ગાન ભારતમાં (૨) અખીલ-

સીતા કુંતા તારા રાણી.
દમયંતી વન વન ભટકાણી.
અનસુયા ધન્યવાન ભારતમાં (૨) અખીલ-

શાન્તાઃ— ૫

વ્હાલી બ્હેનડીઓને છેલ્લા પ્રણામ છે મારા પ્રણામ છે મારા
રદયો કરજો શુદ્ધ તમારા—વ્હાલી
ઓ બ્હેનડીઓ આ સમે અળગી તમોથી થાઉં છું
જઈને હવે આ જગતની બેડી મહી જકડાઉં છું
પણ મુજ સમી સ્થિતિ મહી કોઈ બ્હેન મૂકાશો નહી,
ઇચ્છા વિનાના લગ્નથી બાળા કો' બંધાશો નહી.
સરખાં છે ભાવો આ મનનાં સ્નાયુઓ તનનાં સહુ જગ
જગનાં એ નહી થાજો અકારાં—વ્હાલી બ્હેનડી

ઓઘડશાઃ— ૬

હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા
તારા વિના છે ફોકટ આ અવતાર પ્યારા પૈસા.
મુરખ લોકો મોટાઇ કરીને મુખે બોલે રામ રામ
પણ હું તો મારા મનથી માનું દામ એ મોટો રામ—હાર રે
નામ મળે છે ને ધામ મળે છે રમતા મળે છે રામ
દામે જો હોય તો ગામ ગામમાં સૌ કરે છે સલામ રે—હાય રે
(મારે એ મારા પ્યારા પૈસા)

તને તો હુ સંગે રીઝાઉં તને રંગે રીઝાઉં
કાંઇ મરી મરી જાઉં માર પૈસા.
રે હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા.

છોકરી, ઓઘડશા, ગોરઃ—૭

મોટા નથી એ મોટા છે સાત વખત એ ખોટા
ખોટા મોટા ખોટા બુદ્ધીના બારદાન

ઓઘડશાઃ—ચુપ જા તું નાદાન (૨)

ગોરઃ—વાળે ગોટા

છોકરીઃ—ગોટા શાના ગોટા છે સાત વખત એ ખોટા

સાખી.

ઘરડા થયા પણ છે ધણી, બુદ્ધીમાં મ્હોકાંણુ
કહે માણુસો તેમ છે, માત્ર મીઠાની તાણુ

ઓઘડ—ચુપ—જા તું નાદાન (૨)

ગોર—વાળે ગોટા

છોકરી—ગોટા શાના ગોટા છે સાત વખત એ ખોટા
બુદ્ધિના બારદાન.

ઓધડ ૮

વાહવા ! શેઠ થઇને વ્યાજે રૂપિઆ આપશું રે
છ ટકાના વ્યાજે બેકે ખાતું પાડશુંરે—વાહવા
કાપડની દુકાનો કરશું
ગાદી તકીએ આડા પડશું
મેતા પાસે નામુ નિત્ય લખાવશુંરે—વાહવા
શેઠાણીને સાથે લઇને
જાત્રા કરવા જાશું
ગોકુળ મથુરાં કાશીમાં જઈ
ગંગાજીમાં નાશું
હવેલીયે નિત્ય દર્શન જાશું
રાધા કૃષ્ણ તણા ગુણ ગાશું
જય શ્રી કૃષ્ણ કહી સઉને બોલાવશુંરે-વાહવા

શાન્તાઃ— ૯

થઈ દૈવાધીન આ વિપરીત વાત
નવ ધરશો ઉર ઉતપાત
અન્ય જીવનમાં મળશું
પ્રિય શાંન્તા તુજ વચન સુણી આ
હૃદય દ્રવીભૂત મન થાયે

અંતરની આ કઠીન વેદના
જરા નહી સ્હેવાયે (૨)

ઉર શાંન્તી ધરે છે ચતુર સુજાણ
રહી અન્ય જનમની હવેતો પીછાણ—થઇ દૈવાધીન
ભાગ્યવશાતે મળશું

કાન્તીલાલઃ— ૧૦

મતિ વિહિન થઇ માનવીયો મૂકી ચાલે મરમ
લેશ નથી લજવાતા એતો કરતાં કાળાં કરમ.
શૂન્ય થયાં સૃષ્ટિનાં જન સહુ છોડી દીધી શરમ
ભૂલી ભય તુજ ભાવનાઓનો, ભાંગ્યો છેક ભરમ.
તુજ મર્યાદા પ્રભુજી મારા કરી મુકી કમ
જાણે નથી કોઇ ન્યાય અંતમાં નથી પુછનારા જમ.
મુજ યુવક બંધુ જનને આ ગુણીયલ દેતું ગમ.
મનથી મથે સંભાળવા કાજે ધરતી માંહે ધરમ

શાન્તાઃ— ૧૧

દીનાનાથ ! છું અનાથ ! કર સહાય ! હે દયાળ !
કીરતાર ! તું ઉગાર ! કર બ્હાર ! હે કૃપાળ !
પરાધીઓની જાળમાં, સપડાણી છું હું આ સમે
[illegible] આ પાપીઓ મુજને દમે

જે પુષ્પમાં પમરાટ નહી, તે પુષ્પનાં સનમાન શા
જયાં પ્રેમ નહિ ત્યાં લગ્નના, કુમારીકાને કોડ શાં
હું જાઉં છું પણ આ દુઃખે નહી કોઇને પરણાવશો
મમ કર્મ કથની આ નિહાળી નીર નયણે આણજો.

## ડ્રોપસીન.

---

## અંક બીજો.

---

રૂપસી:— ૧૨

ફરીતો ગયું રે વાજું ફરીતો ગયું
મારા આ લગનનું વાજું ફરી તો ગયું
મેં તો માન્યું તુ કે પરણીશું નાની નારી
હાય પણ એ મનડું મારૂં મરી તો ગયું—મારા.
ઉની ઉની હૂંફ રૂડી હૈયે ધારીતી મે તો
પણ એ ઠાલું થઈ ટાણું ઠરીતો ગયું— મારા.
હૈયે આ હાશ બદલે ઉઠે હાયકારા મુજને
ભડકાવી ભુત એમાં ભરીતો ગયું — મારા.

કાન્તા:— ૧૩

હાલ હયા પલટે પલક પલક મહી

કોઇ સૂખી નાંહી ખલક મહીં
ક્ષણમાં અમીરી ક્ષણમા ફકીરી
એજ છાયા જગે છાંઈ — દાવ દશા.
રંગ સંધ્યા તણા જ્યમ બદલાતા
તેમ સ્થિતિ સ્થીર નહીં — દાવ દશા.

કાન્તા, કાન્તી:— ૧૪

વીર મ્હારા વ્હેલો તું આવજે બ્હેની બચાવજે
લીધી પ્રતીજ્ઞા નિભાવજે — વીર મ્હારા.
પિતાના પાપે વૃથા મારી જાઉં છું
બળતી હોળીમાં બંધુ હું હોમાઉં છું.
ના કહેવાય ના રહેવાય કહેતાં દીલડું દબાય – વેહલો
ગુણીયલ આ બ્હેની ઓછું ન લાવજે
નિશ્ચય આ બંધુ તારો તુજને બચાવશે
દેહ જાય પ્રાણ જાય લગન આ નહીજ થાય–વેહલો

ભાનુમતિ, સખીઓ:— ૧૫

સજની શાણી લઇ ચાલી આ ફુલ માળા
ફુલ સમ રદયે ધરીને પ્રિય બાળી રસાળા
સ્મિત વાળા ગુણ શાળા
બની બાવરી પતિ ઘેલી જો સખી — સજની.

## સાખી.

પ્રેમ રહૃદયનાં પુષ્પ આ, જો પતિ રહૃદયે ધરાય
જ્હેની તે નારી તણો, ત્રણુ લોકે જય થાય
તે સુખ સંપતમાં ફરતી
આ ભવજળ સ્હેજે તરતી—બની.

મદ ભરતી, મન હરતી

ભાનુમતિ, સખાઓ ૧૬

સમજાવી પતિને સુધારવો એ ધર્મ ધર્મ ધર્મ
રસ લેતાં પતિને રીઝાવવો એ કર્મ કર્મ કર્મ
પતિ પત્નિનો સબંધ આ સંસાર જે બંધાય
સુખરૂપ તે વ્હેવાર થવાને ગુણીયલ સ્ત્રી ગુંથાય
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને
વ્યસની કેફી નિરબળ દુરગુણી અવળા પંથી જેવો
ચતુર સ્ત્રીએ તે સમજી જઇને સ્હેજે સુધારી લેવો
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને.
એકનિષ્ટ થઇ અહંભાવ તજી નિરમળ રહૃદય જો કરીએ
તારીએ પ્રભુ દેવ સાથ આપણુ પણુ સહેજે તરીએ
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને.

કાન્તીલાલ ૧૭

જુવોને આ સકળ સંસારનો વહેવાર સ્વારથથી

ગણે છે પીત્રુઓ પણ માત્ર સૌ પરીવાર સ્વારથથી
ગણુ કે ધર્મને ભુલી બને આધાર સ્વારથથી
કરે જો કોઈ કંઈ ઉપકાર તે ઉપકાર સ્વારથથી
નથી કીરતારની ભાવના કરે જ્યાં કાર સ્વારથથી
મુકામીશે દિસે મનોહર સકળ સંસાર સ્વારથથી.

કાન્તાઃ— ૧૮

અરજ સ્વીકારો સ્નેહે શામળીઆ
સ્હાય થજો તમે મારી
દુઃખ સહ્યો પણ અંત ન આવ્યો
લક્ષ્મી લાલચે પીતા લલચાયો
કરજો વિભુજ વ્હાર તમે મારી રે
સ્હાય થજો તમે મારી રે
પરમ પુનિત મુજ પ્રભુજી પ્યારા
કરી હાસી દુખીઆરી રે
લોભીલા લક્ષ્મીએ દુષ્ટ પિતાએ
સ્હાય થજો તમે મારી રે.

કાન્તાઃ— ૧૯

આમ મુને ના સંહારો ઓ બાપુ મારા
આમ મને ના સંહારો

હિસાબ કીતાબમાં અમે વહેવારીયા........અમે.
સાખ મોટી અમારી અમે છૈયે વેપારી
પરોપકારી અમને જગે જાણીયા........અમે.
રજવાડાના કારભારમાં અમે બહુ હુશીઆર
મોટા વેપારો કરવામાં અમે સદા તઈયાર
ધર્મ અમારો અહિંસાનો છે કોઇ ને દુભનાર
રહેણી કરણીમાં બહુ સાદા કોઇ નહી કળનાર
ભગના નામે મરીથી જગ જાણીયા.......અમે.

કાન્તીલાલઃ— ૨૨

શી દયા આ કળીયુગ તણી જગત માંહિ
ખલક બધી ફરતી આ જણાએ ન ક્યાંહિ
અંતર સહુને કુડ વસ્યું છે
ધર્મ તણું માત્ર નામ રહ્યું છે
જોઈ શકાયે ન સત્યજ કયાંહિ.

જાનડીઓઃ— ૨૩

આગળ કાપ્યાને પાછળ મોર્યા વચમાં ધરહા વરની લાડુ'રે
થોડી આઠ પગાળી
ચાર ચાર જાનૈયા વરને ખાંધો દઈ ચાલે ને
પાસમો લેશેરે વરની તોલડીરે
(નહીં નહીં અણુવરનો લોચો.)

પાછળ જાનડીઓ ગાશે ગીત શુરમાં

હાં હાં રે વરને હાથે મીંઢળને મરડાશીંગી (૨)
હાં હાં રે વરને વળીઓ જોશેરે ઘીંગી ઘીંગી (૨)
હાં હાં રે વરને ખપાટીયાં જોશે હસબાર (૨)
હાં હાં રે વરને શીંદડી બાંધવાને શેરચાર (૨)
આગલ કાપ્યાને પાછલ

## ડ્રોપશીન.

---

# અંક ત્રીજો.

મનવા કેમ તને સમજાવું
કેમ તને સમજાવું મનવા—
રાત અંધારી રાહ નવ જડતી
દેશ કયે લઇ જાવું–મનવા
મુજ મન ભમરા સમ ભરમાતું
કઇ રીતે સમજાવું–મનવા

છોકરીઃ—

એની સહાય કરજો અધિકારી રે,
વ્હારે ચડજો ધોમા હુંદક મારી—એની સહાય

શાણા શણગારી એની આરતી ઉતારી
 છડી કરજે ત્હેની સઉ સવારી—એની સહાય
સંસારી કીડાઓ એ છે ઉપકારી,
વાત લેજો એ વ્હાલે વિચારી.
શુભ શુકનમાં શુભ દીનમા
 જાજો તે પર વારી વારી—એની એની સહાય

કાન્તા, સખીઓઃ— ૨૬

તું મુંગી મુંગી પ્રિયતમ નામ જપે શાને ?
તું શાંતી શાંતી શાંતી કરતી સતી કહે શાને ?
જાણો જાણો મારી બાઇ
ગાઇ છેક હું તો ગભરાઇ
એમ જુઠી અકળાઇ નહીં જાને રસીકડા તું
બોય બોય મારી બાઇ
હું તો છેક બની રઘવાઇ
હવે આખી ઉલટાઉ યહીં જાને —તું સમજી કે
ખરી શાંતી તું શાંતી વાળી થાને—તું મુંગી મુંગી



Not for several years have you had .:hin your grasp such an opportunity as is offered in 1925 by this Company.

   

Machines of recognized makers' quality, and carefully built to increse the income of the owners, can be sold at prices which are low, favorable and attractive.

   

These low prices, together with powerful sales assistance of an unusual character, will help you to greatly increase your business this year.

   

Please write or Call to

## C. B. Sutaria Bros.

Teligraphic addrese Lunshawada,–AHMEDAI

JINENDRA.

# જાહેર ખબર.



દરેક જાતના સ્ટીમ એન્જીનો, બાઇલરો, ડુપ્લે-
કસ ટાઈપ પમ્પો, ડ્રોસોફર પમ્પો, લુમ્સ પ્રેપરેટરી
મશીનરી, ગાંસડીઓ બાંધવાના પાકા પ્રેસો, ડી-
ઝીયલ ટાઇપ સેંટમેરીના ઓઈલ એન્જીન તથા
ખેતીવાડી અને બગીચા માટે ખાસ ઉપયોગી
ઉંડા કુવામાંથી પાણી કહાડવાના ગરમ હવાથી
ચાલતા રાઇડરના પમ્પ વગેરે.

વધુ માટે લખો,

**સી. બી. સુતરીયા બ્રધર્સ.**

ઠે. લુણસાવાડા,—અમદાવાદ.

તારનું સરનામું: જીનેન્દ્ર